પારસી બાળકો માટે,

# જરથોશ્તી મજહબ.

(સુધારા તથા વધારા સાથે)

અસલ રચનાર

મરહુમ એરવદ ફરદુનજી નોશીરવાનજી રબાડી.

---

આઠમી આવૃત્તિ.

---

પ્રગટ કર્તા

દી. લખમીદાસની કુંપની.


મુંબઇ.

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

ગણપત રામાજીરાવ પ્રીંટરે છાપ્યું છે.

---

૧૯૦૪

કીંમત ચાર આના.

પારસી બાળકો માટે,

# જરથોશતી મજહબ.

(સુધારા તથા વધારા સાથે)

અસલ રચનાર

મરહુમ એરવદ ફરદુનજી નોશરવાનજી રબાડી.

---

આઠમી આવૃત્તિ

---

પ્રગટ કર્તા

ધી. લખમીદાસની કુંપની.

મુંબઇ.

કોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

[illegible] છાપ્યું છે.

૧૯૦૪

કીંમત ચાર આના.

પારસી બાળકો માટે,

# જરથોશ્તી મજહબ.

પારસી બાળકો માટે,

# જરથોશતી મજહબ.

( બીજી આવૃત્તિ વીશે વરતમાન પત્રોના મત. )

---

## રાસ્ત ગોફ્તાર, તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૪.

............... આ પુસ્તકમાં બાળકોને જરથોશતી મજહબના મુલતત્વનું ટુંક જ્ઞાન મલે એવા નાહાના નાહાના સેહેલા પાઠ દાખલ કરેલા છે, જેના પેહેલા ભાગમાં પારસીઓના વતન, તવારીખ, પેગમબર તથા તેની દીન વીશેનું સાધારણ જ્ઞાન સમાવેલું છે અને બીજા ભાગમાં સાધારણ તથા સરૂઆતના અવસ્તાઓ માએની સાથે પ્રગટ કરયા છે, આ નાહાની ચોપડી હરએક બાળકને ઉપયોગી છે.

## જામે જમશેદ, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૭૩.

...............એની અંદર જરથોસ્તી બાળકોને શરૂઆતથી ધરમની કેળવણી આપવા લાયક સેહેલા સેહેલા બાબદોનો સંગ્રહ કરયો છે માટે તે પારસી બાળકોને શીખવા આપવાને ઘણી સારી અને ઉપયોગી માલમ પડે છે.

---

## અખબારે સોદાગર, તા૦ ૧૩ મી સપટેમબર ૧૮૭૩.

...............આ કેતાબમાં જરથોસ્તીઓને લગતી પરચુરણ બાબદો તથા શરૂઆતના થોડાક અવસ્તા તેની માએની સાથે સવાલ જવાબના આકારમાં ઓજે હરફે અને ખુલી રીતે બાળકોને સેહેલાઈથી વાંચવા થકી છાપવામાં આવ્યા છે.

---

## યજદાંપરસ્ત, તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૭૩.

...............આ યજદાંપરસ્તના પેહેલાં પુસ્તકની તથા બીજાં કેટલાંએક પુસ્તકની સાહેદતો લઈને ધરમ સંબંધી નાહાના નાહાના ધડા જરથોસ્તી બાળકો સારૂ ટુંક રચ્યા છે.

---

# સાંકળીઊં.

## ભાગ ૧ લો.

### જરથોશતીઓને લગતી પરચુરણ બાબદો.

સફો.

# ભાગ ૨ જો.

—:o:—

## શરૂઆતના થોડાક અવસ્તા માએની સાથે.



———— ————

# દીબાચો અસલ રચનાર તરફનો.

—:o:—

"જરથોસ્તી બાળકોને શરૂઆતથી ધર્મની કેળવણી આપવા લાયક સેહેલી સેહેલી બાબદોનાં સંગ્રહની એક નાહની પોથીની જરૂર મને મારા કામના સંબંધે જણાયાથી, કમતરીને માજદીઅસની દીનની કેતાબોમાંથી તેવી બાબદો ચુંટી કાઢીને યજદજરદી સને ૧૨૪૧ માં "પારસી બાળકો માટે જરથોસ્તી મજહબ" એવે નામની ચોપડી છપાવી હતી; જેની સઘળી નકલો ખપી જવાથી, તેને ઘટતી રીતે સુધારીને તેની આ બીજી આવૃતિ બાહેર પાડી છે.

આએ કેતાબ (બીજી આવૃતિ) તઇઆર કીધા પછી, દસ્તુરજી સાહેબ પેશોતનજી બેહેરામજી સંજાણા પાસે હું લઈ ગયો હતો. તેવણે એક દહાડે ફુરસુદને વખતે મને બોલાવીને મારી પાસે એ કેતાબ વંચાવી અને તેમાં જે કાંઈ તેવણને સેહેજ ફેરફાર કરવા જોગ દેખાયું, તે તેવણના ફરમાવ્યાથી મેં કર્યું છે."— રચનાર.

—o—

# દીબાચો આઠમી આવૃત્તિનો.

આ નાહનું પુસ્તક તેના અસલ રચનારે કેટલાંએક પુસ્તકોને આધારે રચેલું છે, એનાં પેહલા ભાગમાં આવેલી પરચુરણ બાબદોની રચના અસલ મુજબ હમોએ કાયમ રાખી છે, અને એનો બીજો ભાગ જેમાં શરૂઆતના થોડાક અવસ્તા સમાવેલા છે તેની રચનામાં તથા તેના તરજુમામાં ઘટતો સુધારો તથા ફેરફાર, એ બાબદમાં એક માહીતગાર ગ્રહસ્થ પાસે કરાવ્યો છે. સફે ૪૧ મે આવેલો અવસ્તામાં દીનનો કલમો એ પુસ્તકમાં નવેજ ઉમેર્યાં છે, જે નવજોત માટે તૈયાર થતાં બાલકોને માટે ઉપયોગી થઈ પડશે.

એના અસલ રચનારે એ પુસ્તક લખતાં, ભાગ પેહલાંમાં, નીચે લખેલાં પુસ્તકોની મદદ લીધી હતી તે અત્રે નોંધી રાખવાની જરૂર જાણીને તેમ કીધું છેઃ—

૧. દસ્તુર પેશોતનજી બેરામજી સંજાણાએ યજદજરદી સને ૧૨૩૩ માં બનાવેલું જરથોસ્તનામું (સ. જ. ના.)

૨. શેઠ ખુરશેદજી રૂશતમજી કામાજીએ યજદજરદી સને ૧૨૩૯ માં રચેલું જરથોસ્ત નામું.

૩. એરવદ પેશતનજી કાવસજી રબાડીએ યજદજરદી ૧૨૩૯ માં બનાવેલી અને દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પ આસાજીનાએ તપાસેલી હાદીએ માજદયસ્નાન.

૪. યજદાપરસ્તનું પુસ્તક ૧ લું, સને ૧૨૪૭ નું.

૫. એરવદ રૂશતમજી રતનજી દાદાચાનજીએ યજદજરદી સને ૧૨૩૧ માં બનાવેલી જરથોસ્તી બચાંઓને વાસ્તે ધરમનીતી (જ. બ. ધ. ની.).

આ કેતાબના રચનાર ગુજરી ગયાથી તેઓનાં વારેસ પાસેથી એનો હક્ક વેચાતો લઇને આ આવૃતિ છાપી છે. એ કેતાબ પર હવે સરવે હક્ક હમારા છે.

રોજ ૨ જો માહ ૬ ઠો
સને ૧૨૭૩ યઝદેજરદી
તા૦ ૧૩ ફેબરવારી ૧૯૦૪.

દી. લખમીદાસનાં કું૦

# જરતોશ્તી મજહબ.

## ભાગ ૧ લો.

## ખોદા વીશે.

**સવાલ.**—તમે પારશી લોકો કોણને માનો છો ?

**જવાબ.**—અમે એકલા એક ખોદાને માનીએ છિએ.

**સ.**—ખોદા એટલે શું ?

**જ.**—તમામ પેદાયશને પેદા કરનાર અથવા દુનીયાંનો સાહેબ.

**સ.**—ખોદાનો આકાર કેવો છે ?

**જ.**—ખોદાનો આકાર નથી.

**સ.**—ખોદા કયાં છે ?

**જ.**—ખોદા સઘલી જગાએ હાજર છે; તે આપણને જોએ છે–પણ આપણે તેને જોઈ શકતા નથી.

**સ.**—ખોદા આપણને જોએછે–પણ આપણે તેને જોઈ શકતા નથી તેનું કારણ શું ?

જ.—કારણ કે ખોદા ગેબી અથવા નહીં દેખાય એવોછે, તેથી આપણે તેને જોઈ શકતા નથી; પણ આપણે જે વિચારીએ, બોલીએ અને કરીએ તે સઘળું તે સાહેબ જાણેછે અને જોએછે.

સ.—આપણે જે વિચારીએ, બોલીએ, અને કરીએ, તે ખોદા જાણે છે, ત્યારે આપણને આએ દુનિયામાં કેવી રીતે ચાલવું જોઈએ?

જ.—આપણને આએ દુનિયામાં સારી રીતે ચાલવું જોઇએ; એટલે સારૂં વિચારવું, સારૂં બોલવું, અને સારૂં કામ કરવું જોઇએ.

સ.—તમે પારસી લોકો એકજ ખોદાને માનો છો તે ઉપરથી તમે કોણ લોકો કહેવાવો છો?

જ.—અમે ખોદાપરસ્ત એટલે ખોદાની પરસ્તેશ અથવા બંદગી કરનાર અને એકજ ખોદાને માનનાર કહેવાઇએ છિએ.

સ.—તમે ખોદા સિવાય બીજા કોઈને માનતા નથી. ત્યારે તમે આતશ, પાણી, સુરજ, ચંદરમાહ વગેરે ચીજોની સાંમે ઉભા રહી, તેને નમીને બંદગી કરો છો, તે શું તેઓને માન્યા બરાબર નથી?

જ.—અમે આતશ, પાણી, સુરજ, ચંદરમાહ

વગેરેને ખોદા કરીને માનતા નથી—પણ તેઓને ખોદાએ પેદા કીધેલી ચીજો માહેલી ઘણીજ નરી અને પવિત્ર ચીજો જાણી તેનો કબલો કરીએ છિએ એટલે તેની સન્મુખ ઉભા રહીને ખોદાએ તેનામાં જે ગુણો મુકયા છે, તેની વખાણ સાથે ખોદાની બંદગી કરીએ છિએ.

## સુદરેહ અને કુશ્તી.

સ.—તમારી દીનની નીશાણી શું ?

જ.—સુદરેહ અને કુશતી.

સ.—સુદરેહ એટલે શું ?

જ.—ફાયદા ભરેલો મારગ.

સ.—સુદરેહ શાનો અને કેવા રંગનો બને છે ?

જ.—રૂના સફેદ કપડાંનો બને છે.

સ.—સુદરેહ ઉપર ગેરેબાન છે તેની મતલબ શું ?

જ.—ગેરેબાન એટલે ઇમાન અથવા એતેકાદનો સાહેબ, અને તે એવો અર્થ જણાવે છે કે જેણે સુદરેહ પેહેરેલો છે તે જરતોશ્તી પાક ખોદાતાલાની તરફથી જે દીન તેને મળી છે, તે ઉપર ઓસ્તવાર ઈમાન સાથે રહીને આએ દુનિયામાં કારોબાર કરનાર છે.

સ.—કુશ્તી એટલે શું ?

જ.—જરતોશ્તી દીનનાં ફરમાનની હદની અંદર રહેવાનો કમરબંદ.

સ.—કુશ્તી શાની અને કેવા રંગની બને છે?

જ.—સફેદ ઊનની બને છે.

સ.—સુદરેહ-કુશ્તી સફેદ રંગનો છે તેની મતલબ શું ?

જ.—સફેદાઈની મોરાદ અશોઇ, પવિત્રાઈ, ખાલેસી, અને સફાઈની છે; યાને આ ખુબીઓ પ્રમાણે જરતોશ્તીઓએ રેહેવું જોઈએ.

સ.—કુશ્તી બાંધતાં ૩ આંટા કમર ઉપર આવે છે તેનું કારણ શું ?

જ.—હુમત, હુખત, અને હુવરેશત કે જેનો અર્થ જરતોશ્તી ધર્મનાં ફરમાન પ્રમાણે સારૂં વીચારવું, સારૂં બોલવું, અને સારા કામ કરવાનો છે, તે મુજબ ચાલવાને તે કુશ્તી બાંધનારો જરતોશ્તી બંધાયલો છે તેની નીશાની બતાવે છે.

સ.—કુશ્તી બાંધતાં ૪ ગાંઠ વાળે છે, તે દરએક ગાંઠ વાળતી વખતે શું ઠેરાવ કરો છો ?

જ.—પેહેલો ગાંઠ વાળતી વખતે "ખોદા એક છે." બીજો—"જરતોશ્તી દીન ખરી છે;" ત્રીજો—"જરતોશ્ત ખોદાનો મોકલેલો સાચો પેગમ્બર છે;" અને ચોથો—"બને ત્યાં સુધી નેકી કરૂં."

# માજદયસની દીન.

સ.—તમારી દીનનું નામ શું ?

જ.—માજદયસની જરતોશ્તી દીન.

સ.—માજદયસની દીન એટલે શું ?

જ.—હોરમજદને માનવાની દીન.

સ.—એ દીન કોણ લાવ્યું ?

જ.—પેગમ્બર જરતોશ્ત, કે જે પેગમ્બર ઘણો પાક, કાબેલ, અને ખોદાનો વાહાલો હતો.

સ.—જરતોશ્ત બોલની માયની શું થાય છે ?

જ.—એ બોલની માયની "ઘણોજ ઝળકતો સેતારો" એમ થાય છે.

સ.—પેગમ્બર એટલે શું ?

જ.—પેગમ્બર એટલે ખોદાને ત્યાંથી પેગામ લાવનાર અથવા ખોદાઈ ફરમાન જાહેર કરનાર.

સ.—પેગમ્બર જરતોશ્ત એ ધર્મ કયાંથી લાવ્યો હતો ?

જ.—પાક યજદાંની દરગાહથી.

સ.—પેગમ્બર જરતોશ્ત કોણને સારૂ દીન લાવ્યો હતો ?

જ.—તમામ આદમ જાતને વાસ્તે.

સ.—ખોદાતાલાએ આપણ આદમ જાતને વાસ્તે દીન શું કરવા મોકલી?

જ.—દાદાર અહુરમજદે દીન એટલા સારૂ મોકલી કે આપણે તે દીનના તરીકા મુજબ ચાલીએ તો બન્ને જેહાંનમાં સુખ મેળવીએ.

સ.—પેગમ્બર જરતોશ્ત દાદાર અહુરમજદની દરગાહે કેમ પોંહોંચ્યો હતો?

જ.—ઇરાન દેશમાં વેહદાએતી નામની નદીને કીનારે એકાંત જગો ઉપર પેગમ્બર જરતોશ્ત પોતાનું તનમન પાક કરીને ખોદાની બંદગીમાં મશગુલ હતો, ત્યાં બહમન અમેશાસ્પંદ નામનો ફરેશ્તો આવ્યો, તેની સાથે જરતોશ્તને વાતચિત થતાં—બહમનના પુછવાથી જરતોશ્તે ખોદાતાલાના ફરમાન મુજબ ચાલવાની ખાહેશ બતાવી, ત્યારે તેણે એક પલભર આંખ વીંચવા સારૂ જરતોશ્તને ફરમાવ્યું, જરતોશ્તે તેમ કીધું અને પાછી આંખ ઉઘાડીને જોયું તો તે પોતે મીનોઈ જેહાનમાં પહોંચ્યો હતો.

સ.—પેગમ્બર જરતોશ્ત દાદાર અહુરમજદ પાસેથી શું લાવ્યો હતો?

જ.—દાદાર અહુરમજદે જરતોશ્તને તમામ બીના-

ઓથી વાકેફ કીધો અને ૨૧ નુશક સમજાવી—માજદયસની દીનના સઘળા ભેદોથી જાણીતો કીધો; પછી તે ૨૧ કેતાબનું દફતર, એક આદર બુરજીન મેહેર નામનો આતશ અને એક સરોવરનું ઝાડ; એ ત્રણે ચીજ તેને આપી આએ દુનિયામાં મોકલ્યો હતો.

સ.—એ ૨૧ નુશકમાં મુખ્ય કઈ કઈ બાબદો હતી ?

જ.—પેહેલી સાત કીતાબમાં ખોદાએ દુનિયાની તમામ પેદાયશ પેદા કીધી તેની હકીકત હતી; બીજી ૭ કેતાબમાં હકીમું, ખગોળ વિદ્યા અને રસાયન શાસ્ત્ર વગેરે તમામ જાતના હુન્નરો બનાવવાની વાત હતી; અને ત્રીજી ૭ કીતાબમાં માજદયસની દીનની તમામ હકીકતો અને ઇનસાફ કરવાની બાબદો વગેરે હતી.

સ.—તે મીનોઈ સરોવરનાં રોપામાં શું કરામત હતી ?

જ.—તેનાં જે પાદડાં ફુટતાં હતાં, તે દરએક પાદડાં ઉપર કુદરતથી એવું લખાયલું હતું કે "ગોસ્તાસ્પ તું ભલી દીનને કબુલ કર."

સ.—આદર બુરજીન મેહેર આતશમાં શું ખુબી હતી ?

જ.—તે આતશ વગર બળતણે હંમેશ રોશન રેહેતો, અને પાણી યા બીજી કોઇબી ચીજથી બુઝાતો નહી હતો; તે આતશ પેગમ્બર જરતોશત પોતાના હાથમાં રાખતો અને

બીજાઓનાં હાથમાં પણ આપતો હતો, તેથી કોઈનાં હાથને કાંઈ પણ ઈજા પહોંચતી નહી હતી.

સ.—પેગમબર જરતોશ્તે એ દીન પેહેલવેહેલી કયા દેશમાં જાહેર કીધી ?

જ.—ઈરાન દેશના બલખ શેહેરમાં.

સ.—તે વખતે ઈરાન દેશનો પાદશાહ કોણ હતો ?

જ.—કેઆની ટોલાનો ગુશ્તાસ્પ નામે પાદશાહ હતો.

સ.—માજદયસ્નની દીન પેહેલવેહેલી કોણે કબુલ કીધી હતી ?

જ.—જરતોશ્તનાં કાકાનાં છોકરા મેદયોમાહ બીન અરાસ્પા નામના શખ્સે.

સ.—તમારી દીનનાં મુખ્ય ફરમાનો શું છે ?

જ.—અમારી દીનમાં ત્રણ મોટાં ફરમાનો છેઃ—

(૧) હુમત, (૨) હુખત, અને (૩) હુવરેશ્ત; એટલે નેક વિચારવું, નેક બોલવું અને નેક કામ કરવું.

સ.—તમારી દીનની મોટી ખુબી શું છે ?

જ.—સફાઇ તથા સુઘડાઈ રાખવી અને દુનિયાની આબાદી રાખવી.

## પેગમ્બર જરતોશ્ત.

**સ.**–પેગમ્બર જરતોશ્ત કોણની ઓલાદ અથવા ખાનદાનનો હતો ?

**જ.**–પેશદાદયાન ટોળાનાં પાદશાહ ફરેદુનની ઓલાદનો હતો.

**સ.**–પેગમ્બર જરતોશ્તનાં માબાપનું નામ શું ?

**જ.**–માએનું નામ દોગદો અને બાપનું નામ પોરૂશસ્પ.

**સ.**–કેટલાએક લોકો એને જરતોશ્ત સપિતમાન કરીને કહે છે તે સપિતમાન કોણ હતો ?

**જ.**–જરતોશ્તનાં ખાનદાનનાં નવમાં પુરૂશનું નામ સપિતમાન હતું; તે ઘણો દાનાવ, પરેહજગાર, અને નામવર શખ્સ હતો, માટે તેની ઓલખાણને વાસ્તે જરતોશ્તને તેની નીસબત આપેલી છે.

**સ.**–જરતોશ્તની ઓલાદ પાદશાહ ફરેદુન પછી આગલ ક્યાં સુધી ગણાય છે ?

**જ.**–ગયોમરદ, જે આએ દુનિયામાં પેહેલવેહેલું પેદા થયલું આદમી હતું, તેના નામ સુધી ગણાય છે.

જેમ જરતોશ્ત, પોરૂશસ્પ, પેતેરસ્પ, અરવંદસ્પ, હેચેદસ્પ, ચખશનુશ, પદરશને, હરદરશને, હરદાર, સપિતમાન, વેજશને, અજીમ, રંજશને, દોરાશરૂન, મીનોચેહેર, એરચ, ફરેદુન, આથવીયાન, વીવંઘાન, તેહમુરસ્પ, હોશંગ, સીયામક અને ગયોમરદ.

સ.–અશો જરતોશ્તની ઓરતનું નામ શું?

જ.–જરતોશ્તની ઓરતનું નામ હવોવી.

સ.–શત જરતોશ્તને કેટલાં ફરજંદ થયાં હતાં?

જ.–૬ ફરજંદ થયાં હતાં; તેના નામ–(૧) એસદવાસતર, (૨) ઉરવતતનર, અને (૩) ખુરશેદચેહેર, એ ૩ બેટા; તથા (૧) પરીન, (૨) સરીત અને (૩) પોરોચિસ્ત, એ ૩ બેટીઓ.

સ.–પેગમ્બર જરતોશ્તનો જન્મ કયા શેહેરમાં થયો હતો?

જ.–ઇરાન દેશનાં રએ નામનાં શેહેરમાં પેગમ્બર જરતોશ્ત જનમ્યો હતો.

સ.–કયે રોજે પેગમ્બર જરતોશ્તનો જન્મ થયો હતો?

જ.–ખોરદાદસાલને દહાડે પેગમ્બર જરતોશ્ત જનમ્યો હતો.

સ.–તમારા પેગમ્બરને પેદા થયાને આજ (યજદજરદી સને ૧૨૬૫ માં) કેટલાં વરસ થયાં?

જ.—પેગમ્બર જરતોશ્તને જનમ્યાને ૩૨૯૫ (બત્રીસશો પંચાણું ) વરસ થયાં.

સ.—પેગમ્બર જરતોશ્તે માજદયસની દીન જાહેર કીધી ત્યારે તેની ઉમ્મર કેટલાં વરસની હતી ?

જ.—૪૦ વરસની ઉમ્મરે પહોચ્યા પછી માજદયસની દીન જાહેર કીધી.

સ.—પેગમ્બર જરતોશ્ત પેદા થવાની અગાઉ કોઈને ખબર હતી કે "જરતોશ્ત પેદા થશે અને માજદયંસની દીન જાહેરં કરશે ?"

જ.—હાજી, જરતોશ્તને પેદા થવાની શેંકડો વરસ અગાઉ પાદશાહ જમશેદ, ફરેદુન, મીનોચેહેર, અને કેખોસરોએ દુનિયાનાં લોકોને જાહેર કીધું હતું કે. "જરતોશ્ત નામે એક શખ્શ પેદા થશે અને તે દાદાર અહુરમજદની તરફથી માજદયસની દીન આએ દુનીયામાં જાહેર કરી બુરાઈનો નાશ કરશે."

સ.—પેગમ્બર જરતોશ્ત કેટલાં વરસ જીવીને મરણ પામ્યો ?

જ.—૭૭ વરસની ઉમ્મર પુરી થયા પછી પેગમ્બર જરતોશ્ત બલખ શેહેરમાં મરણ પામ્યો.

સ.—પેગમ્બર જરતોશ્તને ગુજરવાનો સબબ શું ?

જ.—ઈરાનનાં પાએતખ્ત બલખ શેહેર ઉપર પાદશાહ

ગુશતાસ્પની ગેરહાજરીમાં અરજાસ્પ નામનો તુરકી પાદ-શાહ ચઢાઈ લાવ્યો, તે વખતે તુરબરાતુર નામનાં એક પેહ-લવાને આતશએહેરામની દરગાહમાં જઈને પેગમ્બર સાહેબ જરતોશ્તને હથીયારનો જખમ કીધો તેથી તે મરણ પામ્યો હતો.

**સ.**–પછી પેલો તુરકી પેહલવાન રહયો હતો કે?

**જ.**–નહીજી; જે વખતે તેણે જરતોશ્તને જખમ કીધો તેજ વખતે જરતોશ્તે પોતાનાં હાથમાંની ચમત્કારીક તસબીહ તે નાપાક પેહલવાન ઉપર ફેંકી; તેની એજમતી રોશનીથી તે તુરકી પેહલવાન તરત મરણ પામ્યો.

**સ.**–પેગમ્બર જરતોશ્ત કયા રોજે મરણ પામ્યો હતો?

**જ.**–દએ મહીનો અને ખુરશેદ રોજે.

## અશો જરતોશ્તનાં મોજેજા*.

સ.–જરતોશ્ત ખોદાતાલાનો ખરેખ પેગમ્બર હતો ત્યારે તો માણસ જાતથી નહી બને એવા ચમત્કાર અથવા મોજેજા તેનાંથી બનવા જોઈએ; તેવા કાંઈ મોજેજા જરતોશ્તે દુનિયાંનાં લોકોને બતાવ્યા હતા?

---

* આ બાબદ સ. જ. ના. માંથી લખી છે.

જ.–હાજી; જરતોશતનાં મોજેજા ઘણાં છે તેમાંનાં મુખ્ય કહું છું:-

૧–જરતોશત જનમતી વખતે હશ્યો હતો.

૨–રએ શેહેરમાં દોરાંસરૂન નામનો બુતપરસ્ત હાકમ હતો, તેણે દાનાવ લોકોથી જાણ્યું હતું કે "જરતોશત પેગમ્બર પેદા થશે ને બુરાઇનો નાશ કરશે" એ ઉપરથી જરતોશતનાં જનમની ખબર સાંભળીને તે હાકમ તેના બુરા સોબતીઓ સાથે જરતોશતની આગલ આવ્યો, અને પોતાના હાથમાં ખંજર લઇ જરતોશતને ભોકવા સારૂ હાથ ઉચકયો તેવોજ તેનો હાથ અકડી ગયો, અને ખંજર ભોકી શકયો નહી. તેથી તે નાચાર થઈને પોતાને મકાને ગયો.

૩–તે બુરા લોકોએ પોરૂશસ્પનાં ઘરમાંથી જરતોશતને ચોરી લઇ જઈ, જંગલમાં એક મોટી ચેહ સળગાવી તેમાં નાખ્યો–પણ જરતોશતનાં ઉપર ખોદાની મેહેરબાની હતી તેથી જીવતો રહ્યો પછી જરતોશતની માયેને ખબર થઈ તેથી તેણી તેને પોતાને ઘેર લાવી.

૪–ગાય ઢોરોના જવાના સાંકડા રસ્તામાં જરતોશતને નખાવ્યો, ત્યાં પણ તેનાં શરીરને કાંઇ નુકસાન થયું નહી.

૫–ઘોડાઓને જવાના માર્ગમાં નખાવ્યો ત્યાંબી તેના બદનને કાંઇ ઇજા પહોંચી નહી.

૬-જંગલમાં વરૂઓનાં રેહેઠાણ આગલ જયારે વરૂઓ બાહેર ગયલાં ત્યારે તેઓના બચ્ચાં મારી નાખી, તે જગોએ જરતોશતને મુકાવ્યો-પણ જેવાં વરૂઓ આવી પોતાનાં બચ્ચાંને મારી નાંખેલા જોઈને, જરતોશતને ફાડી ખાવા ગયાં, તેવાંજ કુદરતથી તે વરૂઓનાં મોહોડાં બંધ થઇ ગયાં અને હાથ પગ અકડી ગયા.

૭-તે હાકમ અને એક બીજો ઠગારો જરતોશતનાં ઘરમાં આવીને ધાસ્તી ભરેલા દેખાવો કરીને જરતોશતને બીહ વાડવા ગયા-પણ જરતોશતને તેની કાંઈબી બીહીક લાગી નહી.

૮-જરતોશત એકવાર આજારી પડયો ત્યારે તેઓએ ઘણીજ ખરાબ ચીજની મેળવણીની જેહેરી દવા જરતોશતને પીવા સારૂ આપી, તે તેણે પીછાણીને ઢોળી નાખી તેથી તેઓ પશેમાન થઈ પાછા પોતાને ઘર ગયા.

૯-રએ શેહેર અને બલખ વચ્ચેની આહી નામની એક મોટી નદીમાંથી જરતોશત પોતાના કબીલા સાથે જેમ પુલ ઉપરથી માણસો ચાલી જાય છે તેમ વગર કિશ્તીએ તે નદીનાં પાણીની સપાટી ઉપરથી ચાલી ગયો હતો.

૧૦-ગુશતાસ્પ પાદશાહનાં અસ્પેસિહા નામના ઘોડાના ચારે પગો તેના શરીરમાં ઘુસી ગયા હતા, તે ઘણાએક ઉપાયો છતાં નહી નીકલ્યા, પછી એક મોટી મિજલસની

હજુર અશો જરતોશ્તે પાક અવસ્તાના કલામો ભણીને તે પગો બાહેર કાહાડયાં હતા. *

૧૧——પાક યજદાંની તરફથી ૪ ફરેશ્તા† પેહેલવાની સુરતે પાદશાહ ગુશ્તાસ્પની દરબારમાં સાક્ષી આપવા આવ્યા હતા, અને કહ્યું હતું કે "હોરમજદની તરફથી અમો ૪ જણ આવ્યા છિયે તે સાહેબે તુંને કહેવાડયું છે કે; 'મેં જરતોશ્તને મારી તરફથી પેગમ્બર તરીકે મોકલ્યો છે; અને તમામ ખલકને તેનાં હોકમ મુજબ ચાલવાને મેં ફરમાવ્યું છે, માટે તેને તું ઘણી સારી રીતે રાખજે, અને તેની ભલી દીનને કબુલ કરીને તેનાં કાયદા કાંનુન પ્રમાણે ચાલજે જેથી તુંને દોજખની ઇજા નહી ભોગવવી પડે" ઇત્યાદી.

૧૨—પેગમ્બર જરતોશ્તે જશન કીધું ને બાજ ઈજી; તેમાં ઈજેલો શરાબ પાદશાહ ગુશ્તાસ્પને પાયો, તેથી તેને ખુઆબ થયો, અને તેનો આત્મા મીનોઇ જેહાંનમાં ગયો, ત્યાં તે બેહેશ્તમાં પોતાની જગા, વગેરે જોઇ આવ્યો; ઈજેલું

---

*આએ ચાર પગો બાહેર કાડતાં ચાર બાઅદો બની હતી; તે માંની (૧) પાદશાહ ગુસ્તાસ્પે, તથા (૨) તેનાં છોકરા અસફંદયારે, અને (૩) પાદશાહની ઓરત કેતાયુને, પોતાનાં ખરાં એકીનથી જરતોસ્તી મજહબ કબુલ કીધો હતો; અને (૪) ગુસ્તાસ્પની દરબારના ૪ વીદ્વાનોએ અદેખાઇથી જરતોસ્તનાં ઉપર તરકત કીધું હતું, તેનો પાદશાહે ઇનસાફ કરીને, તેઓને સજા કીધી હતી.

† તે ફરેસ્તાઓનાં નામ (૧) બેહમન અમેશાસ્પંદ, (૨) અરદીબેહસ્ત અમેશાસ્પંદ, (૩) આદર ખોરદાદ, અને (૪) આદર ગોશસ્પ.

દુધ પાદશાહ ગુશ્તાસ્પના છોકરા પેશોતનને પાયું, તેથી તે અમરપણું પામ્યો; ઈજલું ફુલ પાદશાહ ગુશ્તાસ્પના વજીર જામાસ્પને સુંધાડયું, તેથી તે તમામ એલમથી વાકેફગાર થયો, અને રસ્તાખેજનાં વખત સુધી બનવાના સઘળા બનાવોથી જાણીતો થયો; અને ઈજલું દાડમ પાદશાહ ગુશ્તાસ્પના બીજા છોકરા અસફંદયારને ખવાડયું તેથી તેનું તન કાંસાં જેવું સખ્ત થયું. *

એ વગેરે બીજા ઘણા મોજેજા સપિતમાન જરતોશ્તે પાદશાહ ગુશ્તાસ્પના દરબારીઓને અને પારકે દેશથી જરતોશ્તની તપાસ કરવા આવેલા વિદ્વાન લોકોને† બતાવી, અને તેઓ સાથે દાનાઈ તથા એલમને લગતી તકરારો કરીને તેઓની પકી ખાતરી કરી હતી, જેથી તેઓએ મોહોટી ખુશી સાથે જરતોશ્તી મહજબ કબુલ કીધો હતો.

## અવસ્તામાંથી માજદયસની દીનનાં થોડાંક ફરમાનો.

સ.—માજદયસની દીનમાં શું શું ફરમાનો છે?

---

* એ ઉપરથી એને સર્વે લોકો "રોઈન-તન અસફંદયાર" કરીને કેહેતા હતા.

† યુનાન દેશથી તુતીઆનુશ નામનો વિદ્વાન તથા હિંદુસ્તાનથી ચંઘરઘાસ અને બએઆસ નામના પંડીતો, ઈત્યાદી આવ્યા હતા.

જ.—માજદયસની દીનમાં કાંઈ શેંકડો અને હજારો ફરમાનોછે—પણ તેમાંનાં થોડાંક ઘ્યાં જણાવું છું:—

તમામ ચીજોનો પેદા કરનાર, તેઓનું પાળણ કરનાર, પાસબાની કરનાર, સર્વે ચીજોનો જાણનાર, અને ગેબીઓમાં ગેબી ખોદા છે. મા બાપ તથા મુરબ્બી અને ઉસ્તાદને દુઃખ દેવું નહી. પૈસા ટકાનો અને માલમતાનો ગેરમાર્ગે ઉપયોગ કરવો નહી. બીજા ધર્મ ઉપર એકીન લઇ જવું નહી. ઘણો વખત સુઈને આલસાઈ કરવી નહી. મોહોડેથી બોલીને ફરી જવું નહીં. વીઘા તથા હુન્નરો શીખવા. ખોદાની બંદગી કરવી. ગોસ્પંદોની જાળવણી કરવી. છોકરીઓને કેળવણી આપવી. જુઠું બોલવું નહી. કીનો રાખવો નહી. ગુસ્સો કરવો નહી. મગરૂરી કરવી નહી. સાચું બોલવું. સખાવત કરવી.*

તમામ નેક વીચારવું. નેક બોલવું અને નેક કામો કરવાં એ અખ્ત્યાર કરવું; તથા તમામ બદ વીચારવું, બદ બોલવું, અને બદ કામો કરવાંથી દૂર રહેવું. જે શખ્સ માજદયસની દીનનાં હુકમ સાચા એતેકાદથી માને અને પાળે તેનું રવાંન દાદાર અહુરમજદનાં ગરોથમાન બેહેસ્તમાં અમશાસપંદો અને બીજાં રવાંનો સાથે મળી બેસે છે. ખોદાની

* જ. બ. ષ. ની. ૧–૫૫

રાહ ઉપર ચાલનારાઓની પરવરશી કરવી. સવાબના કામો કરનારાઓને બેહેશ્ત મળે છે. જુદદીનની રાહરસમને માનવી નહી. અવસ્તા શીખવા તથા શીખવવા. બદફેલી કરવી નહી.

## રોજ, માહ, ગહમબાર, અને ગાથાનાં નામ.

## તીસે રોજનાં નામ.

| | |
|---|---|
| ૧ દાદાર હોરમજ઼દ. | ૧૩ તીર યજદ. |
| ૨ બેહમન અમેશાસ્પંદ. | ૧૪ ગોશ યજ઼દ. |
| ૩ અરદીબેહેશ્ત અમેશાસ્પંદ | ૧૫ દએ પ મેહેર દાદાર હોરમજદ. |
| ૪ શેહેરેવર અમેશાસ્પંદ | ૧૬ મેહેર યજદ. |
| ૫ અસફનદારમદ અમેશાસ્પંદ. | ૧૭ સરોશ યજ઼દ. |
| ૬ ખોરદાદ અમેશાસ્પંદ. | ૧૮ રશ્ને રાસ્ત યજદ. |
| ૭ અમરદાદ અમેશાસ્પંદ. | ૧૯ ફરરોખ ફરવરદીન. |
| ૮ દએ પ આદર દાદાર હોરમજ઼દ. | ૨૦ બેહેરામ યજદ. |
| ૯ આદર યજ઼દ. | ૨૧ મીનો રાંમ. |
| ૧૦ આવાં અરદ્વી સુર યજદ. | ૨૨ ગોવાદ યજદ. |
| ૧૧ ખોરશેદ યજ઼દ. | ૨૩ દએ પ દીન દાદાર હોરમજ઼દ. |
| ૧૨ મોહોર યજદ. | ૨૪ દીન યજ઼દ. |

૨૫ મીનો અશીશવંઘ. ૨૬ આશ્તાદ યજદ. ૨૭ મીનો આસ્માન. ૨૮ જમીઆદ યજદ. ૨૯ મીનો મારેસ્પંદ. ૩૦ મીનો અનેરાંન.

## બારે મહીનાનાં નામ.

૧ ફરવરદીન.
૨ અરદીબેહેશ્ત.
૩ ખોરદાદ.
૪ તીર.
૫ અમરદાદ.
૬ શેહેરેવર.
૭ મેહેર.
૮ આવા.
૯ આદર.
૧૦ દેએ.
૧૧ બેહમન.
૧૨ અસફંદારમદ.

## ૬ ગહમ્બારનાં નામ.

૧ મએદીઓજરેમ.
૨ મએદીઓશહેમ.
૩ પએતેશહેમ.
૪ અયાથ્રેમ.
૫ મએદીઆરેમ.
૬ હમસ્પથ્મએદેમ.

## પાંચે ગાથાનાં નામ.

૧ અહુનવદ
૨ ઓશ્તવદ.
૩ સ્પેન્તોમદ.
૪ વોહુક્ષથ્ર.
૫ વહેશ્તોઇશ્ત.

## પારસીઓનું અસલ વતન ઇરાન*

**સ.–તમે પારસી શા ઉપરથી કેહેવાઓ છો?**

જ.–હમારૂં અસલ વતન ઈરાન દેશ છે, અને ઈ-રાનનો એક ભાગ જેને પારસ કહે છે, ત્યાં હમારા ઘણાજ કદીમ નયાગાનો રેહેતા હતા, તે ઉપરથી હમે પારસી કેહે-વાઇએ છિએ.

**સ.–ઈરાનનું રાજ પારસીઓનાં હાથમાંથી કેમ અને કયારે ગયું ?**

જ.–ખોદાની કુદરતનાં બનાવથી ઈરાનનું રાજ આસ્તે આસ્તે ખરાબ હાલતમાં આવતું ગયું, તેમ તેમ બીજા પાદશાહોનું જોર વધવા લાગ્યું, ત્યારે એવી નબલી હાલત જોઈને યુનાન દેશનાં સીકંદર નામના લોભી પાદશાહે ઇસવી સનની ૩૩૦ વરસ અગાઉ ઈરાન દેશનાં નામીચાં રાજને, દારા પાદશાહ સાથે ત્રણ મોટી લડાઇઓ કરીને જીતી લીધું હતું. એના વખતમાં જરતોસ્તી મજહબની કેટલીએક કેતાબો તારાજ થઈ હતી.

* આએ બાબદ ઈરાનની તવારીખોમાંથી લખી છે.

**સ.–ઈરાનનું રાજ પારસીઓનાં હાથમાં પાછું ક્યારે આવ્યું ?**

જ.–ઇસવી સને ૨૨૬માં ઈરાનનું રાજ પાછું પારસીઓનાં હાથમાં આવ્યું, તે વખતે સાસાંનીયાંન ટોળાંનો અરદેશર બાબકાન નામે પાદશાહ હતો, તેની કેટલીએક પેહડીએ રાજ કીધું એનાં વખતમાં માજ્દયસની દીન પાછી આબાદ થઈ હતી.

**સ.–ઇરાનમાંથી પારસીઓની પાદશાહી છેલ્લી કેમ અને ક્યારે ગઈ ?**

જ.–કમનસીબને લીધે એ રાજને આરબોએ સુખે નહી રહેવા દીધું; ઇસવી સને ૬૪૧ માં અબરસ્તાનનાં ખલીફ઼ ઓમરનાં રાજમાં અરબ લશકરે ઇરાનનાં પાદશાહ યઝદજ઼રદ સાથે નેહાવંદનાં મેદાનમાં લડાઇ કરીને જીતી લીધું. એ દિનેથી પારસીઓની પાદશાહી ગઈ તે પાછી મળી નથી.*

**સ.–તમે પારસી લોકો તમારો અસલ દેશ ઇરાન છોડીને હિંદુસ્તાનમાં શા વાસ્તે આવ્યા ?**

---

*હાલ પારસી લોકો યઝદજરદી સને વાપડે છે, તે પાદશાહ યઝદજ઼રદ બીન શેહેરીઆર જે પારસીઓનો છેલ્લો પાદશાહ થઈ ગયો, તેને ઇરાનમાં તખતનશીન થવાનો સને છે.

જ.—પારસીઓની જાહોજલાલી ભરેલી પાદશાહી ઈરાનમાંથી ગયા પછી, ત્યાંના મહુમદીઆન લોકો જરતીઓને જુલમથી વટલાવવા લાગ્યા તેથી કેટલાએક જરતોશ્તીઓ પોતાનો પ્યારો ધર્મ જાલવવા સારૂ પોતાનાં સુંદર મકાનો અને ખુશનુમાં બાગબગીચા સાથે વાહાલું વતન છોડી હિંદુસ્તાનમાં આવ્યા.

સ.—હાલ ઈરાનમાં જરતોશ્તીઓની વસ્તી કેટલી છે?

જ.—મરદ, ઓરત, અને બચ્ચાં મલી શુમારે પાંચ હજાર.

સ.—ઈરાનનાં પુરાતન પાદશાહોનાં વખતમાં હુન્નરો અથવા બાંધકામોની કાંઇ નીશાણીઓ ઇરાનમાં હાલ મોજુદ છે?

જ.—હાજી; જેવી કે, પરસીપોલીસ અથવા તખ્તે જમશેદ, બેહેસ્તુનનો ખડક, નકશે રૂશતમ નામનો પાહાડ, પસારગદા ઈત્યાદિ; એમાંના ઉમદા બાંધકામો, ખીલારોકા હરફવાળા કદીમ જુબાનનાં લેખો, બેહદ કારીગરી ભરેલાં કોતરકામો, સુંદર નકસીદાર ચિતારો, ઈત્યાદી તારાજ થતાં થતાં હજુર બચેલા છે.

---

## ઇરાનનાં યજદાંપરસ્ત પાદશાહો અને પેહેલવાનોનાં નાંમો.*

**સ.**—ઈરાનનાં યજદાંપરસ્ત પાદશાહોના નામ શું ?

**જ.**—કઈઓમરસ, હોસંગ, તેમુરસ, જમશેદ, ફરેદુન, એરચ, મીનોચેહેર, નોઝર, કેરશાસ્પ, કેકોબાદ, કેકાઉસ, કેખુશરૂ, લોહોરાસ્પ, ગુશ્તાસ્પ, બહમન, દારાબ, દારાં, અરદેશર, શાપુર, હોરમજદ, બેહરામ, નરસી, ફીરૂજ, પલાસ, કોબાદ, નોશેરવાન, ખોશરો અને યઝદજરદ.

**સ.**—ઈરાનનાં યજદાંપરસ્ત પેહેલવાનોનાં નામ શું ?

**જ.**—કેરશાસ્પ, નરીમાન, સામ, જાલ, રૂશ્તમ, ફરામરજ, આદરબુરજીન, જેહાંબખશ, તુખારે, જહવારે, શીઆમક, ફરીબરૂજ, જેહાંગીર, શોહોરાબ, બરઝોર, કરીમાન, જેહાંશુજ, તૈમુર, ગોદરેજ, ગેવ, બેજન, સીઆવખશ, તુસ, ઘસ્તેમ જરીર, અને અસફંદીયાર.

## પારસીઓનું ઇરાનથી હિંદુસ્તાનમાં આવવું.

**સ.**—પારસીઓ ઈરાનથી હિંદુસ્તાનમાં કયારે આવી વસીયા ?

**જ.**—યઝદજરદી સને પંચ્યાસીમાં. †

---

* આએ બાબદ ઇરાની તવારીખોમાંથી લખી છે.

† ઈસવી સનેમાંથી ૬૩૧ બાદ કીધાથી યઝદજરદી સને થશે.

**સ.**–પારસીઓ ઇરાનથી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે પેહેલવેહેલાં કયાં શેહેરમાં ઉતરયા હતા ?

**જ.**–પેહેલવેહેલાં દીવ* નામનાં શેહેર મધે ઉતરયા ; ત્યાંથી પછી સંજાણ નામનાં શેહેરમાં ઉતારો કીધો; અને ત્યાં ઠરીઠાંમ રહ્યા. †

**સ.**–તે વખતે સંજાણનો રાજા કોણ હતો ?

**જ.**–જાદી રાણા નામે હિંદુ રાજા.

**સ.**–એ રાજાએ પારસીઓને એકદમ પોતાનાં શેહેરમાં ઉતારો આપ્યો ?

**જ.**–નહીંજી; જ્યારે તે હિંદુ રાજાએ પારસીઓને બાહાદુર. કદાવર અને હથીયારબંધ જોયા તથા તેઓનો પોશાક અને બોલી હિંદુઓથી જુદી જાણી ત્યારે પોતાનાં રાજવીશે ધાસ્તી રાખીને તેઓ સાથે કેટલીએક કબુલાત કીધી; ત્યાર પછી તેઓને પોતાનાં શેહેરમાં રહેવા દીધા.

**સ.**–તે શું શું કબુલાત હતી ?

**જ.**–(૧) ઇરાનીઓએ હિંદુ બોલી બોલવી, (૨) હિંદુઓનો પેહેરવેશ પેહેરવો, (૩) હથિયાર બાંધવા નહી (૪) લગનની ક્રિયા હિંદુ રીત પ્રમાણે રાતના કરવી.

**સ.**–હાલ હિંદુસ્તાનમાં પારસીઓની કેટલી વસ્તી છે?

**જ.**-મરદ,ઓરત અને બચ્ચાંમલીનેઆસરે એક લાખ.

---

* તે વખતના પારસીઓની ઓલાદ હાલ સુધી દીવમાં રહેલી છે.
† જુઓ કીસ્સે સંજાણ.

# ભાગ ૨ જો.

## અષેમ વોહૂ.

અષેમ્ વોહૂ વહિશ્તેમ્ અસ્તી ઉસ્તા અસ્તી: ઉશ્તા અહ્માઈ હ્યત્ અષાઈ વહિશ્તાઇ અષેમ્.

અર્થ:—સચ્ચાઈ સર્વથી ઉત્તમ વસ્તુ છે અને તેજ સદાનું સુખ છે; (આ જગતમાં) સુખ તેનેજ છે કે જે ઉત્તમ સચ્ચાઇમાં સચ્ચાઇના રૂપ જેવો છે.

## અહુનવર.

યથા અહૂ વઇર્યો અથી રતુશ અષાત્ ચીત્ હચા, વંઘ્હેઉશ દજ્દા મનંઘ્હો શ્યોથનનામ્ અંઘ્હેઉશ્ મજ્દાઇ ક્ષથ્રેમ્ચા અહુરાઇ આ યિમ્ દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ.

અર્થ:—જેમ દુન્યા ઉપર સરદારી ભોગવનાર બાદશાહ સ્વતંત્ર છે તેમજ ધર્મનો વડો તેની પોતાની અશોઇને લીધે સ્વતંત્રપણે ધર્મનો ખરો કારોબાર ચલાવનાર છે; બહમન એટલે ભલામણુની બક્ષેશ આ દુન્યામાં દાદાર અહુરમજદની તરફનાંજ નેક કામો કરનારાઓને માટેજ છે; તે શખ્સ દાદાર અહુરમજદને કુલ જગતના પાદશાહ તરીકે માને છે કે જે શખ્સ ગરીબોનું પોષણ કરે છે અથવા તેમ કરવાની બીજાઓને ભલામણ કરે છે.

# નીરંગ કુશ્તી બાંધવાની.

અહુરમજ્દ ખ્દાએ, અહેરેમન અવાદશાંન, દુર અવાજ-દાશ્તાર. જદ્દ શેકસ્તહ બાદ્ અહેરેમન! દેવાન દરૂજાંન જાદુઆંન દરૂવંદાન કીકાન, કરફાંન સાસ્તારાન, ગુનેહગારાંન, આશ્મોગાંન દરૂવંદાન દુશ્મનાંન ફ્રીઆંન જદે શેકસ્તે બાદ્! દુશપાદશાહાંન અવાદશાંન બાદ્! દુશ્મનાંન સતોહ બાદ્! દુશ્મનાંન અવાદશાંન બાદ્! અહુરમજ્દ ખ્દાએ! અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ. અજ હરૂવસ્તીન દુશ્મત, દુઝૂખ્ત, દુજવરશ્ત, મેમ પ-ગેતી મનીદ્, ઉઝ્મ ગુફત, ઉઝ્મ કરદ્ ઉઝ્મ જસ્ત ઉઝ્મ બુન બુદ્ એસ્તેદ, અજ આંન ગુનાહ, મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઉખે અવાખ્શ પશેમાન પ સે ગવશ્ની પ પતેત હોમ.

ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ, તરોઇદીતે અંધ્રહે મઇન્યે ઉશ, હઇથ્યા વરશ્તાંમ હ્યત વસ્ના ફ્રષોતેમેમ, સ્તઓમી અષેમ વોહુ (૧) યથા અહુ વેઇર્યો (૨) અષેમ વોહુ (૧)

અર્થ:—અહુરમજદ તમાંમ પેદાયશ ઉપર હકુમત કરનાર છે અને તે એહરેમનને અશકત કરનાર (તથા પોતાની પેદાયશથી) દુર રાખનાર છે. તે એહરેમન (તમામ પેદાયશમાંથી) હણાએલો અને હારેલો થાઓ! દેવો, દરૂજો, જાદુગરો, દરવંદો, કીકલોકો, કરપલોકો, જુલમગાર પાદશાહો, પાપીઓ, આશમોગ્લોકો, દરવંદો દુશમનો અને પરીઓ (આ દુન્યામાંથી) હણાએલાં અને હારપાંમેલાં થાઓ! બુરા પાદશાહો અશકત થાઓ! દુશમનો આજેજ થાઓ! દુશમનો અશકત થાઓ! ઓ અહુરમજદ ખુદા! હું તમામ ગુનાહોથી

પતેત કરીને પશ્તાવો કરૂં છું. તમામ બુરા વિચારો, બુરા સખુનો અને બુરાં કામો જે મેં આ દુન્યામાં વિચાર્યાં હોએ, હું બોલ્યો હોઉં, મેં કીધાં હોએ, મારાથી નિપજ્યાં હોએ અને જેની શરૂઆત મારાથી થઈ હોએ—તે તમામ ગુનાહોથી, પછી તે વિચાર વાણી કે કરણીને લગતા હોએ, અથવા તન અને રવાનને લગતા હોએ કે ગેતી અને મીનોને લગતા હોએ—તેઓથી અંતઃકરણથી પાછો ફરૂં છું., પશ્તાવો કરૂં છું અને તે માટે મનસ્ની, ગવસ્ની અને કુનસ્નીથી પશ્ચાતાપ કરૂં છું અને તે માટે મનસ્ની, ગવસ્ની અને કુનસ્નીથી પશ્ચાતાપ કરૂં છું.

અહુરમજદને ખુશી કરવાના કામમાં અને ગનામીનોને ધિક્કારથી જોવાના કામમાં,—જાહેર સચ્ચાઇના કામ કરનારાઓની જે ઇચ્છા છે તે સર્વથી ઉત્તમ છે, તેટલા માટે હું સચ્ચાઈનેજ વખાણું છું.

## જસ મે અવંગ્હે મજદ.

જસ મે અવંઘ્હે મજ્દ! જસ મે અવંઘ્હે મજ્દ! જસ મે અવંઘ્હે મજ્દ! મજદગસ્નો અત્ર હ્યી, મજ્દયસ્નો જરથુશ્ત્રિશ ફ્રવરાનો આસ્તુયેતસ્ચા, ફ્રવરેતસ્ચા; આસ્તુયે હુમતેમ્ મનો, આસ્તુયે હૂખ્તેમ્ વચો, આસ્તુયે હ્વર્શ્તેમ શ્યોથનેમ, આસ્તુયે દએનામ્ વંઘુહીમ્ માજ્દયસ્નીમ્, ફ્રસ્પાયોખેધ્રામ, નિધા સ્નઇથીશેમ્, ખ્અેત્વદથાંમ્ અષઓનીમ્, યા હાઇતિનાંમ્ચા બુષ્યેઇન્તિ નાંમ્ચા મજિશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાંચા, યા આહૂઇરિશ જ્રરથુશ્ત્રિશ. અહુરાઈ મજ્દાઈ વીસ્પા વોહૂ ચિનહ્મી. અએષા અસ્ની દએનયાઓ માજ્દયસ્નોઈશ આસ્તુઈતિશ. અષેમ્ વોહૂ (૧)

**અર્થ:**—ઓ મહાજ્ઞાની સાહેબ, તું મારી મદદે પોંહોંચ! હું, મજદયસ્ની છું; હું મજદયસ્ની સાથે વલી જરથોસ્તી છું. હું ઇકરાર કરૂં છું મજદયસ્ની દીન ઉપર એતેકાદથી રેહવાને અને તેનીજ ઉપર

ઈમાનદાર રેહવાને; હું ઈમાન લાવું છું નેક વિચારેલા વિચાર ઉપર, હું ઇમાન રાખું છું નેક બોલાએલા વચન ઉપર, હું ઇમાન રાખું છું નેક કરાએલાં કામ ઉપર; ઈમાન રાખું છું માજદયસ્નની ભલી દીન ઉપર કે જે કજીઓ કંકાસ દુર કરનારી ( એટલે સુલેહ સંપજ ભરેલી ), હઠયાર છોડવનારી, ગ્રહસ્થપણે રેહવાનું શિખવનારી, અશોઇથી ભરપુર અને જે દીનો હાલમાં છે અને હવે પછી થશે તે સઘલીઓમાં એ દીન ઘણીજ મોટી, ઘણીજ ખુબી ભરેલી અને શ્રેષ્ઠ છે અને જે દીન અહુરમજદી અને જરથોસ્તી છે. તમામ નેક વસ્તુઓનો પેદા કરનાર અહુરમજદ છે એમ હું કબુલ કરૂં છું.—આ માજદયસ્નની દીનનું ઈકરારનામું ( એટલે દીનનો કલમો ) છે.

---

## કદમી કુશ્તી બાંધવાની નીરંગ.

હુમત વ હીખ્ત વ હવરેશત. મનશાની વ ગવશાની વ કુનશાની વ તની વ રવાની વ ગેતી વ મીનો, અજશ હમે ગુનેવનાહી અવાખશ પશેમાન વ પતેતમ. આજ જસતે વ ગુફતે વ કર્દે વ મનીદે વ રાનુદે વ ફ્રરમુદે, અજશ હમે વનાહી અવાખશ પશેમાંન, વ પતેતમ. શાકસ્તે આહરીમન! શીકસ્તે આહરીમન? શીકસ્તે આહરીમન! શીકસ્તે વ જદ વ જદે બાદ ગનામીનો તગે દોજખ નીગુનસાર બાદ! વ હર કારો કેરફે કે ખુદ બકામે હોરમજદ વ સી ઉ સે અમશીસફંદાંને ફ્રીરોજગર.

મસ વ વેહ ફ્રીરોજગર બાદ મીનોએ દાદાર હોરમજદ રાઈઓમંદ ખોરેહમંદ!

ખશનોથ્ર અહુરહે મજદાઈ. તરૂદીતે અંઘરહે મઇનીઘશ, હઈથ્યા વર્શ્તામ્ હાતૂવસ્ના ક્ષોતેમેમ. સ્તેઓમી અષેમ્ અષેમ્ વોહૂ (૧)

અર્થઃ—હું નેક વિચારવાલો, નેક સખુનવાલો અને નેક કરણીવાલો થવાને પસંદ કરૂં છું. મનને લગતા, વચનને લગતા, કરણીને લગતા, તનને લગતા, રવાનને લગતા, ગેતી અને મીનોને લગતા—સઘલી જાતના જે ગુનાહો ( મારાથી થયા હોએ તે ) માટે તેનાથી દુર રહી પશેમાન થઇને હું પશ્ચાતાપ કરૂં છું. જે ગુનાહો મારાથી થયા હોએ, બોલવામાં આવ્યા હોએ, કરાયા હોએ, વિચરાયા હોએ, સંભલાયા હોએ, અને તે બીજા પાસે કરાવવાને ફરમાવ્યામાં આવ્યા હોએ—તે સઘલાઓમાટે દુર રહી પશેમાન થઇને હું પશ્ચાતાપ કરૂં છું. એહરેમન તુટેલો થાઓ! ગનામીનો હાર ખાધેલો, મરાએલો અને હણાએલો થઈને, દોજખને તલીએ ઉંધે મસ્તકે પડો! અને જેબી સઘલાં નેક કામો અને સવાબના કાંમો મારાથી થાએ તે ફતેહમંદ અહુરમજદ અને તેત્રીશે ફરેશ્તાઓની મુરાદ મુજબના થાએ ( એમ હું ઇચ્છું છું ) !

ખુર્જોર્ગ અને ખુગીવાલો, તેજવાલો અને ખુરેહવાલો, ગેબી દાદાર અહુરમજદ ફતેહમંદ થાઓ!

અહુરમજદને ખુશ્નુદ કરવા માટે અને ગનામીનોને ધિક્કારવા માટે,—જાહેર રાસ્તીના કામ કરનારાઓની જે ઇચ્છા તે સર્વથી ઉત્તમ છે, માટે હું પણ સચ્ચાઇનેજ વખાણું છું.

---

## કુશ્તી કરી રહીને પઢવાની દોઆ.

હમાજુર બીમ, હમાજુર અશો બીમ, હમાજુર વેશ કેરફે બીમ, હમકેરફે કેરફેકારાંન બીમ, દુર અજ વનાહકારાંન બીમ! સરે સીરાત ચીનવદ પોલ બુજરગ શાદ વ આસાન માન બે વદીરાદ! બેહેશત ગરોસ્માન વ ફ્રશુમ અખુન રોશન ગરોસ્માન હમા ખુરમી અવર રસાદ! અશેમ વોહી (૧)

**અર્થ:**—આપણુ સઘલા હમજોર ( એટલે એકસરખા કુવતના ) થઇએ ! આપણુ હમજોર થવા સાથે અશો થઇએ ! સવાબકારોના કામમાં એકસરખા સવાબના ધર્ઇએ ! અને ગુનેહગારોથી આપણુ દુર રહીએ ! કે જેથી ચીનવદપુલને મથાલેથી, આપણું રવાન બુઝોરગી, ખુશી અને આસાનીથી ગરોથમાન બેહેસ્તમાં પસાર થવા પાંમે ! અને ઉતમ રોશન મકાન જે હંમેશની ખુશી ખુરમીવાલું ગરોથ્માન બેહસ્ત છે તેમાં પોહચે !

---

## નીરંગ આબેજર લેવાની.

શેકસ્તે શેકસ્તે શેતાંન ! અહેરેમન્ ગજસ્તે કારો કેરૂ-દારૂ, નરસદ ગજસ્તે કારો કેરૂદારૂ. સી ઉ સે અમેશાસ્પંદ દાદારે અહુરમજ્દ પીરોજગર પાક્. અષઓને અષેમ વોહુ ( ૧ ) [ વાર ૩ પઢે. ]

**અર્થ:**—શેતાન હમેશાં તુટેલો અને આજેજ થએલો થાઓ ! એહરેમનનાં કામ અને કરણી ધિક્કાર પાંમેલાં થાઓ ! તેનાં ધિક્કાર પાંમેલાં કામ અને કરણીની અસર મને નહીં પોહચે ! તેત્રિશે ફરેસ્તાઓ અને દાદાર અહુરમજદ ફતેહમંદ અને પાક છે.

---

## સરોશ બાજ.

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહુ ( ૧ )

૫ નામે યજ્દાંન્. અહુરમજ્દ ખદાએ અવજાની, ગુરજે ખુરેહ અવજાયાદ ! સરોશ્ અશો, તગી તન્ ફર્માન્, શેકફ્ત જીન, જીન અવજારૂ, સાલારે દામાંને અહુરમજ્દ બે રસાદ !

**અઝ હમા ગુનાહ પતેત્ પશેમાનુમ્. અઝ હર્વસ્તીન દુશ્મત, દુઝૂખ્ત દુઝ્વરૂશ્ત, મેમ પ ગેતી મનીદ, ઉફ્મ ગુફ્ત, ઉફ્મ કર્દ, ઉફ્મ જસ્ત, ઉફ્મ બુન બુદ એસ્તેદ, અઝ આંન્ ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની, ગેતી મીનોઆંની, ઉખે અવાખ્શ, પશેમાન્. પસે ગવશ્ની પ પતેત્ હોમ. યથા અહૂ વઇરયો (૫) અષેમ્ વોહૂ (૩).**

અર્થ:—અહુરમજદની ખુશનુદીના કામ કરવાને હું પસંદ કરૂંછું. યજદાનાં નામથી ( હું આ બંદગી શરૂ કરૂં છું ). અહુરમજદ તમામોનો પેદા કરનાર તથા વૃદ્ધિ કરનાર છે, તેનું તેજ અને ખુરેહ વધો ! સરોશ યજદ જે અશો, જોરાવર, ફરમાનરૂપી તનવાલો, અજાયબ હથીયારવાલો, હેકમતી હથીયારવાલો અને અહુરમજદની પેદાયશનો સરદાર છે તે ત્યાં મારી મદદને માંટે પોહચો ! સઘલા ગુનાહોથી પતેતની મારફતે હું પસ્તાવો કરૂંછું. તમામ દુશમત, દુઝોખ્ત, દુજવરેશ્ત જે મેં આ દુન્યામાં વિચાર્યાં હોએ, જે હું બોલ્યો હોઉં, જે મેં કીધાં હોએ, જે મારેથી નિપજ્યાં હોએ, અને જેની શરૂઆત મારેથી થઇ હોએ,—તે સઘલા ગુનાહો જે મનને લગતા, વચનને લગતા કરણીને લગતા, તનને લગતા, રવાનને લગતા, ગેતીને લગતા કે મીનોને લગતા મારેથી થયા હોએ તેને માટે અંતઃકરણથી પાછો ફરી પસ્તાવો કરૂંછું. ત્રણ શબ્દો જે મનશ્ની ગવશ્ની અને કુનશ્ની છે તેની મારફતે હું પશ્ચાતાપ કરૂંછું.

**ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-તકએષો.**

અર્થ:—મજદસ્નની, જરથોસ્તી, દેવના તરીકાથી જુદો અને અહુરમજદી મજહબવાલો થવાનો હું ઇકરાર કરૂંછું.

( બામદાદથી બપોરના બાર વાગા સુધી. )

## હાવન ગેહે.

હાવનેએ અપઓને અપહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ ; સાવધ્રહેએ વીસ્યાઇચ, અપઓને અપહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ.

**અર્થ:**—અશોઈનો વખત અશો હાવન ( કે જે વખતે ) અશો સાવંધ ( એટલે વેપાર વણુજનું ) અને વીસ્ય ( એટલે મોહલ્લાના વડાનું કામ જારી થાએ છે. તે વખતમાં, પલ્લાનાને ) ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ ખસ્તુદી અને વખાણ કરવાને

( બપોરના બાર વાગાથી તે પાછલા પોહોરના ૩ વાગા સુધી )

## રપિથ્વન ગેહ.

રપિથ્વિનાઈ, અપઓને અપહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ ; ફ્રાદતફ્ષ્વવે જંતુમાઇચ, અપ-ઓને અપહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ. ફ્રસસ્ત-યએચ.

**અર્થ:**—અશોઈનો વખત અશો રપિથ્વન ( કે જે વખતે ) ફ્રાદત ફ્શું ( એટલે ચોપગાં ગાવ ગોસ્પંદોને રાહાત આપવાનું ) અને જંતુમ ( એટલે ગામને લગતા વડાની હકુમતનું કામ શરૂ થાય છે તે વખતમાં, ફ્લાનાને ) ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ, ખશનુદી અને વખાણ કરવાને.

પાછલા પોહોરનાં ૩ વાગેથી તે સુરજ આથમે ત્યાં સુધી

## ઉજીરન ગેહ.

**ઉઝયેઇરિનાઇ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ; ફ્રાદતવીરાઇ દખ્યુમાંઇચ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ.**

અર્થ:—અશોઈનો વખત અશો ઉજીરન (કે જે વખતે) ફ્રાદદ વીર (એટલે માણસોને આરામ લેવાને માટેનું) તથા દખ્યુમ (એટલે શેહેરના વડાની હકુમતનું કામ ચાલે છે તે વખતમાં ફલાનાને) ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ, ખશનુદી અને વખાણ કરવાને.

---

સુરજ આથમે ત્યારથી તે રાતનાં ૧૨ વાગા સુધી

## અઇવિસ્રૂથ્રેમ ગેહ.

**અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ, અષઓનેં અષહે રથ્વે, યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ, ફ્રાદત્‌ વીસ્પામ્‌ હુજ્યાઇતિએ જરથુશ્ત્રોતેમાઇચ, અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ.**

અર્થ:—અશોઈનો વખત અશો એવેસ્રૂથ્રેમ (કે જે વખતે) ફ્રાદદ વીસ્પામ હુજીઆઈતી (એટલે તમામ પ્રાણી માત્રને આરામ લેવાનું) તથા જરથુસ્ત્રોતુમ (ઈઆને વડા ધર્મગુરૂના અધિકારને લગતું કામ ચાલે છે) (તે વખતમાં ફલાનાને) ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ ખશનુદી અને વખાણ કરવાને.

રાતના બાર વાગાથી તે બાંમદાદ સુધી

## ઉશહિન ગેહ.

ઉષહિનાઈ અષઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ; બેરેજયાઇ -માન્યાઈચ, અષઓને અષહે રથ્વે યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચિ, ફ્રસસ્તયએચ.

અર્થ :—અશોઇનો વખત અશો ઉશહીન (કે જે વખતે) બેરજીઆ (એટલે ઘરને સાફસુફ કરવાનું) તથા નમાન્ય (એટલે ઘર ધણીના અધિકારને લગતું કામ ચાલે છે તે વખતમાં ફલાનાને) ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ, અને વખાણ કરવાને.

સ્રઓષહે અષ્યેહે, તખ્મહે તનુમાંથ્રહે, દરૂષિ દ્રઓશ આહૂઈરયેહે, ક્ષ્નઓથ યસ્નાઈચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો જઓતા ફ્રામે મ્રૂતે, અથા રતુશ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વિદ્વાઓ મ્રઓતૂ.

સ્રઓષેમ અષીમ, હુરઓધેમ વેરેથ્રાજનેમ, ફ્રાદત્ગએથેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે. અહુનેમ્ વઇરીમ્ તનુમ્ પાઇતિ. અહુનેમ વઇરીમ્ તનુમ્ પાઇતિ. અહુનેમ્ વઇરીમ્ તનુમ્ પાઇતિ. યથા અહૂ વઇર્યો (૧)

અશોઈવાલો સરોશ યજદ જે જોરાવર, માંથ્રરૂપી તનવાલો અજાયબી પમાડે એવાં હથીયારવાલો અને અહુરમજદી તરીકાવાલો છે તેને ખુશાલ કરવાને માટે તેની આરાધના, દુઆ, ખશનુદી તથા વખાણ

કરવાને જોતી 'યથા અહુવઈર્યોની' ખુબી મને જાહેર રીતે કહે; અશો વિદ્વાન જે રાથ્વી છે તે 'યથા રતુશ અષાત ચીત હચ' (ની મતલબ) મને જાહેર કરે.

સરોશ જે અશોઇવાલો ખુબસુરત, ફતેહમંદ, દુન્યાની વૃદ્ધિ કરનાર, અશો અને અશોઈનો સરદાર છે તેને હમો યાદ કરીએચ. અહુનવર આપણાં તનની પાસબાની કરે છે.

કેમ્ ના મજદા મવઇતે પાયુમ્ દદાત્
હ્યત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘ્હે,
અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘ્હસ્ચા
ચયાઓ શ્યઓથનાઈશ્ અષેમ્ થ્રઓશ્તા અહુરા
તાંમ્ મોઈ દાંસ્તવાંમ દએનયાઇ ફ્રાવઓચા
કે વેરેથ્રેમ્જા થ્વા પોઇસેંગ્હા યોઈ હેન્તી
ચીથ્રા મોઈ દાંમ્ અહૂબિશ્ રતૂમ્ ચીજ્દી,
અત્ હોઈ વોહૂ સ્રઓષો જંતૂ મનંઘ્હા,
મજદા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્

અર્થઃ—ઓ મજદ! જ્યારે દર્વંદ મને તથા મારે લગતાઓને દુઃખ દેવાને ધસારો કરે ત્યારે તારા આતશ અને બહમન સિવાય બીજો કોણ હમારી પાસબાની કરશે, જે બંન્ને (એટલે બહમન અને આતશ) ના કામોની મારફતેજ, ઓ અહુર! અશોઈ પ્રફુલીત થાએ છે. દીનને વાસ્તે તે દાનાઈ તું મને શિખવ. તારા પાસબાની કરનારા સખુનોની મારફતે દુશમનને કોણ મારનાર છે? બંધે જીંદગીનો ફાયદો મેલવવાને માટે એક દાનાવ ધર્મને લગતો સરદાર જાહેર રીતે તું મને દેખાડ. ઓ મહાજ્ઞાની સાહેબ! જેનેબી તું ચાહેચ તેને માટે બહમનની મારફતે સરોશ પોંહચો!

પાત-નો ત્બિષ્યન્તન્ પઈરિ મજદાઓસ્ચશ્ આરમઇતિશ્ચ સ્પેન્ત, નસે દએવો દ્રુક્ષ, નસે દએવો ચિથ્રે, નસે દએવો *કરૂશ્તે, નસે દએવો *દાઇતે. અપ દ્રુક્ષ નસે, અપ દ્રુક્ષ દ્વાર, અપ દ્રુક્ષ વીનસે, અપાખ્ત્ર અપ નસ્યેહિ, મા મેરેન્ચઈનીશ ગએથાઓ અસ્તવઇતીશ અષહે.

નેમસ્ચા યા આરૂમઇતિશ ઈઝ્ઝાચા. અષેમ્ વોહૂ (૧). યથા અહૂ વઇરયો (૨).

અર્થ—આજાર દેનારાઓથી હમારી સંભાલ લેનાર અહુરમજદ તથા સ્પંદારમદ છે; માટે ઓ દેવદરૂજ તમો લ્યાંથી દફે થાઓ! ઓ દેવની તોખમનાઓ તમો દફે થાઓ! દેવની વાવણીના કામો લ્યાંથી દફે થાઓ! દેવની બનાવત (એટલે ઉત્પત્તિ) લ્યાંથી દફે થાઓ! ઓ દરૂજ (એટલે જુઠાઈ) તું દુર દફે થા! ઓ દરૂજ તું દુર નાહસ! ઓ દરૂજ તું (હમારાથી) દુર નાશ પામેલો થા! ઉત્તર દિશા તરફ તું દફે થા! અશોઈના માર્ગ ઉપર ચાલનારી લાડમંદ પેદાયશોને તું મારી શકવાનો નથી!

નમસ્કાર હોજો! તે બેને જેઓ છે ભલાં મનની તાબેદારી અને આબાદી.

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ સ્રઓષહે અષ્યેહે તખ્મહે. તનુ-માંથ્રહે દરૂષિ દ્રઓશ આહૂઈર્યેહે. અષેમ વોહૂ (૧).

અર્થ:—સરોશ જે અશો, જોરાવર, માંથ્રરૂપી તનવાલો, મજબુત હથીયારવાલો અને અહુરમજદી તરીકાવાલો છે તેની આરાધના, દુઆ હીમત અને જોર હું ચાહું છું.

અહ્માઈ રએશ્ચ ખરેનસ્ચ, અહ્માઇ તન્વો દ્રવતાતેમ્, અહ્માઈ તન્વો વજદ્રરે અહ્માઈ તન્વો વેરેથ્રેમ્, અહ્માઈ ઇશ્તીમ્ પએઉરૂશ–ખાથ્રાંમ્, અહ્માઈ આસ્નાંમ્ચિત્ ફ્રજ઼ઇન્તીમ્, અહ્માઇ દરેઘામ્ દરેઘોજીતીમ્ અહ્માઇ વહિશ્તેમ્ અહૂમ્ અષેઓનાંમ્ રઓચંઘ્હેમ્, વીસ્પો ખાથ્રેમ્. અથ જમ્યાત્ યથ આફ્રીનામિ! અષેમ વોહૂ (૧).

**અર્થઃ**—(જેઓ કોઈ અશોઇને માર્ગે ચાલનાર હોએ) તેનું તેજ તથા ખુરેહ વધો! તેની તંદરૂસ્તી તથા તેના તનનું સુખ વધો! તેનાં તનની ફતેહ તથા તેની પુર સુખવાલી આબાદી વધો! તેને ત્યાં જાતી અકલનાં ફરજંદ થાઓ! તેને લાંબામાં લાંબી જીંદગી મલો! તેને પેલી દુન્યામાં, અશો લોકનું, રોશનીવાલું તથા તમામ સુખવાલું ઉત્તમ મકાન (એટલે બેહસ્ત) મલો! જેમ હું દુઆ ચાહુંચ તેમ થાઓ!

હજ઼ંઘ્રેમ્ બએષજ઼નાંમ્, બએવરે બએષજ઼નાંમ્. હજ઼ંઘ્રેમ્ બએષજ઼નાંમ્, બએવરે બએષજ઼નાંમ્. હજ઼ંઘ્રેમ્ બએષજ઼નામ્, બએવરે બએષજ઼નાંમ્. અષેમ્ વોહૂ (૧).

**અર્થઃ**—તેને તંદરૂસ્તીઓમાંની હજાર ઘણી તંદરૂસ્તી, તંદરૂસ્તીઓમાની દશ હજાર ઘણી તંદરૂસ્તી હોજો!

જસ મે અવંઘ્હે મજ઼્દ! જસ મે અવંઘ્હે મજ઼્દ! જસ મે અવંઘ્હે મજ઼્દ! અમહે હુતાશતહે હુરઓઘહે, વેરેથ્રઘ્નહે અહુરધાતહે, વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો, રામનો ખાસ્રહે વયઓશ્ ઉપરો કઇરિયેહે તરધાતો અન્યાઇશ્ દામાંન; અએ-

**તત્ તે વચો, યત્ તે અસ્તિ સ્પેન્તોમઇન્યઓમ્, ચ્વાયહે ખ્યાતહે જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો ખ્યાતહે. અષેમ વોહૂ (૧)**

**અર્થ:**—ઓ મહાજ્ઞાની સાહેબ તું મારી મદદે પોંહોચ! સુંદર રૂપના, ખુબસુરત અમ (એટલે હીમતના ફરેસ્તા)ની, અહુરમજદના પેદા કીધેલા બેહરામ (એટલે ફતેહમંદીના ફરેસ્તા)ની, વનન્ત ઉપરતાત (એટલે સર્વોત્તમ ફતેહ આપનાર ફરેસ્તા)ની, રામખાસ્તાર (એટલે સઘલી ખોરાકની વસ્તુઓમાં લેહજ્જત આપનાર ફરેસ્તા)ની, ઉપર કામ કરનાર વાએ વેહ જે બીજી સઘલી પેદાયશોગાં સર્વથી સરસ પેદા કીધેલો (સ્પેનાદ યજદ છે તે)ની, આગે તારો (એટલે અહુરમજદનો) વાએ જે સ્પેનાગીનોને લગતો (એટલે તમામ ખલકતની વૃદ્ધિ કરનાર) છે તેની, કુદરતે નેમી આપેલા કાયદા પ્રમાણે ચાલનાર આકાશની, બેહીનારે જમાનાની અને દેર ખુદા જમાનાની (મદદ મને મલો!)

**કેરફેહ મુજ્દ ગુનાહ ગુજારેશને રા કુનમ્ અશાહી રવાન્ દુશારમ રા; હમ કેરફેહ હમા વેહાને હફ્ત્ કેશવર્ જમીન્, જમીન્ પેહેના, રૂદ્ દરાના, ખુરશીદ બાલા, બુન્દીહા બેરસાદ્ અશો બેદ્! દેર્ જી! અથ જમ્યાત્ યથ આફ્રીનામી! અષેમ્ વોહૂ (૧)!**

**અર્થ:**—ગુનાહ નિવારણ થવાને માટે નેક કામો (એટલે સવાબ) નો બદલો હું મેલવું, રવાનના પ્યારને માટે (હમેશાં) અશોઈ (પ્રમાણે હું ચાલું); હફ્ત કેશવર જમીનમાં વસ્તા સઘલા નેક લોકોના સવાબમાં હું પણ હમ સવાબી થાવું, (જે સવાબનો બદલો) આ જમીનની પોહલાઈ જેટલો, નદીની લંબાઈ જેટલો અને ખુરશીદની બુલંદી જેટલો છે, તે પુરતી રીતે (સઘલા નેક લોકોને) પોહચો! અશો થજો! લાંબી જીંદગી ભોગવજો! જેમ હું આ દુઆ ચાહુંચ તેમ થાઓ!

---

# બાજ જમવાની.

બનામે યઝદે બક્ષાયંદેહે બક્ષાયશ્‌ગરે મેહેરબાન્‌. અહુરમઝ્‌દ ખોદાએ. ઇથા આત્‌ યઝમઇદે અહુરેમ્‌ મઝદાંમ્‌ યે ગાંમ્‌ચા અપેમ્‌ચા દાંત્‌, અપસ્‌ચા દાંત્‌ ઉર્વરાએસ્‌ચા વંધ્રઉહીશ રઓચાઓસ્‌ચા દાત્‌ બુમીમ્‌ચાં, વીસ્પાચા વોહૂ. અષેમ્‌ વોહૂ ( ૩ )

☞ જમી રેહવા પછી હાથ મોહડું સાફ કરીને નીચે મુજબ બાજ મુકવી.

અપેમ વોહૂ ( ૪ ) યથા અહૂ વઇરયો ( ૨ ) અપેમ વોહૂ (૧ ). અહ્માઇરએશ્‌ચ-હુઝંધરેમ.—જસમે.—ફ્રેરૂફ્રે મોઝ્‌દ. અષેમ વોહૂ ( ૧ ).

અર્થઃ—યજદાનનાં નામથી ( હું આ કલામ શરૂ કરૂં છું ). અહુરમજદ ખુદાએ ( પોતાના ખરા બંદાઓની ઉપર ) બક્ષેશનો કરનાર, માફી બક્ષનાર અને મેહરબાની રાખનાર છે.

અહુરમજદને હમો યાદ કરીએચ, જેણે ગોસ્પંદ ( એટલે તમામ જાનદારો ) તથા અનાજ પેદા કીધો છે, જેણે પાણી તથા ખુબીભરેલાં ઝાડપાન પેદા કીધાં છે અને જેણે રોશની, જમીન તથા તમામ નેક વસ્તુઓ પેદા કીધી છે.

# દીનનો કલમો.

**રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજદધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વંઘહુયાઓ માજદયસ્નોઇશ. દીને બેહ રાસ્ત વ દરોસ્ત કે ખોદાએ બર ખલ્ક ફરેસ્તાદેહ, ઈન હસ્ત કે જરતોશ્ત આવોરદેહ હસ્ત, દીન દીને-જરતોશ્ત દીને અહુરમજદ, દાદેહ જરતોશ્ત. અષઓને અષેમ વોહૂ ( ૧ ).**

**અર્થ:**—સચાઈવાલાં, અહુરમજદે પેદા કીધેલાં અને અશોઈવાલા ધર્મના જ્ઞાનની ઉપર અને ભલી માજદયસની દીનની ઉપર ( હું એકરાર લાવું છું ).

બેહતર, રાસ્ત અને દુરૂસ્ત દીન જે ખુદાતાલાએ ખલકના લોકોને માટે મોકલાવી છે ( તે દીન ) આ છે કે જે જરથોસ્ત લાવ્યો છે; અને તે દીન તે જરથોસ્તી દીન છે, અને તેજ અહુરમજદી દીન અને જરથોસ્તી કાયદો છે.



# દીનનો કલમો અવસ્તામાં.

## (ઇજશ્નેનો હા ૧૨ મો.)

ક્ષ્નઓથ્ર અહુરહે મજ઼્દાઓ; અષેમ્ વોહૂ (૩) ફ્રવરાને મજ઼્દયસ્નો જ઼રથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોએ તે પઢે) રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વંઘ્હુયાઓ માજ઼્દયસ્નોઇશ્ ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જ઼ઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ. યથા અહૂ વઇર્યો (૧)

અર્થ:—અહુરમજદની ખુશીના કામ કરવાને હું પસંદ કરૂં છું. મજદયસ્ની જરથોસ્તી, દેવના તરીકાથી જુદો અને અહુરમજદી મજહબવાલો થવાને હું કબુલ કરૂં છું. અશોઇના વખત અશો (પુજાની ગેહ કે જે ગેહમાં કુલાનાનું કામ ચાલે છે તે વખતમાં) મજદએ પેદા કીધેલાં, સર્વોત્તમ સચ્ચાઇવાલાં અને અશોઇવાલાં ડહાપણની અને ખુબી ભરેલી માજદયસ્ની દીનની ખુશાલીને માટે તેની આરાધના, દુવા, ખુશનુદી તથા વખાણ ગાવાને (હું ઇકરાર કરૂં છું). જોતી "યથા અહુવઈર્યો" ની ખુબી મને જાહેર કરે (તે મુજબ ચાલવાને હું બંધાઉ છું); અશોઈવાલો વિદ્વાન જે રાથ્વી છે તે "અથા રતુશ અશાતચીત્ હચા" ની ખુબી મને સહમજાવે (તે મુજબ ચાલવાને હું બંધાઉ છું).

ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા હૂખ્તોઇબ્યસ્ચા હ્વર્શ્તોઇબ્યસ્ચા, માંથ્વોઇબ્યસ્ચા વખેદ્વોઇબ્યસ્ચા વર્શ્નવોઇબ્યસ્ચા. અઇબિગઇરયા દઇથે વીસ્પા હુમતાચા હૂખ્તાચા હ્વર્શ્તાચા.

પઇતિરિચ્યા દઇથે વીસ્પા દુશ્મતાચ્યા દુઝૂખ્તાચ્યા દુઝ્વર્શ્તાચ્યા. ફ્રશ વે રાહી, અમેષા સ્પેન્તા, યસ્નેમચા વહ્મેમચા, ફ્રરા મનંઘ્હા, ફ્રરા વચંઘ્હા, ફ્રરા શ્યઓથનાં, ફ્રરા અંઘ્હુયા, ફ્રશ તન્વસ્ચીત્ ખ્ઐ અષ્ટાઓ ઉશ્તનેમ. સ્તઓમિ અષેમ. અષેમ વોહૂ ૧

અર્થ:—નેક વિચારાએલા વિચારોને, નેક બોલાએલા સખુનોને અને નેક કરાએલાં કામોને,-મારા વિચારો, સખુનો અને કામોની મારફતે,—હું વખાણું છું. સઘલા ભલા વિચારો, સખુનો અને ભલાં કામોને હું સ્વીકારવાને કબુલ છું; તમામ બુરા વિચારો, બુરા સખુનો અને બુરાં કામોને તજી દેવાને હું બંધાઉ છું. ઓ અમેશાસ્પંદો! તમોને, આ આરાધના અને દુઆ, મારા વિચારે, વાણીએ, કામે અને અંતઃકરણે કરી ભેટ આપું છું, (એટલુંજ નહી પણ મારો) પોતાના તનનો જાન (વદીક તમોને અર્પણ કરૂં છું). સચ્ચાઈનેજ હું વખાણું છું.

નાઇસીમી દએવો; ફ્રવરાને મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ટકએષો. સ્તઓતા અમેષનામ્ સ્પેન્તનાંમ્; યસ્તા અમેષનાંમ્ સ્પેન્તનાંમ. અહુરાઇ મઝ્દાઇ વંઘ્હવે વોહુમઇદે, વીસ્પા વોહૂ ચિનહ્મી. અષાઉને રએવઈતે ખ્વરેનંઘ્હઇતે યા જી ચીચા વહિશ્તા, યેંઘ્હે ગાઉશ યેંઘ્હે અષેમ, યેંઘ્હે રઓચાઓ, યેંઘ્હે રઓચેભીશ રોઇથ્વેન્ ખ્વાથ્રા.

અર્થ:—દેવોને હું વખોડું છું; મજદયસ્ની, જરથોસ્તી, દેવના તરીકાથી જુદો અને અહુરમજદી મજહબવાલો થવાને તથા અમેશાસ્પંદોની સ્તુતી ગાનાર અને અમેશાસ્પંદોની આરાધના કરનારો થવાને હું ઇકરાર

કરૂં છું; ભલા, ખુબી ભરેલાં ઉદારપણુવાલા, અશોઈવાલા, તેજ અને ખુરેહવાલા અહુરમજદને તમામ ખુબીવાલી વસ્તુઓના પેદા કરનાર તરીકે ગણું છું; ખચીત જેની ઘણીજ ખુબીવાલી ચીજો છે (તેનો બનાવનાર તેજ એખલો અહુરમજદ છે) એમ હું કબુલ રાખું છું; જેની (બનાવેલી છે) ગાઓ, જેની છે અશોઈ, જેની છે આ રોશનીઓ, અને જેનાથી રોશન ગોલાઓ સાથે રોશનીઓ મલેલી છે.

સ્પેન્તાંમ્ આર્મઇતિમ્ વંઘ્વઉહીંમ્ વરેને; હા મોઈ અસ્તૂ. ઉસ્ ગેઊશ્ સ્તુયે તાયાઅત્ચા હુજ્ંઘાહુત્ચા, ઉસ્ માઝ્દયેસ્નિનાંમ્, વીસાંમ્, જ્યાનયએચા વીવાપત્ચા.

ફ્રા મનએઇબ્યો રાઓંશ્રહે વસે યાઇતિમ્ વસે-ષેઇતીમ્, યાઇશ્ ઉપઇરિ આય જેમા ગઓબીશ્ બ્યેન્તી. નેમંઘ્રહા અષાઇ ઉજ્દાતા પઇતી અવત્ સ્તુયે, નોઇત્ અહ્માત્ આઝ્યાઓનીમ્, નોઈત્ વીવાપેમ્, ક્ષ્તા માઝ્દયસ્નીશ્ અઓઈ વીસો, નોઇત્ અસ્તો, નોઇત્ ઉશ્તાનહે ચિન્માની.

અર્થ:—વૃદ્ધિ કરનારી આર્મઈતિ (યાંને ખરાં દેલની ધર્મ તરફની તાબેદારી)ને હું પસંદ કરૂં છું; તે (આર્મઇતિ) મારી થાએ! માઝદયસ્નાનોના મોહલ્લામાંનાં ગાયઢોર (એટલે તેઓની માલમતા) ને ચોરો તથા લુટારાઓથી હું બચાવશ, માઝદયસ્નાનોના મોહલ્લાઓને કોઇબી જાતનાં નુકસાન તથા દુકાલ વગેરેની આફતમાંથી હું બચાવશ.

મારે લગતાઓ (એટલે માઝદયસ્નાનો) જેઓ આ જમીન ઉપર માલ મીલકત સાથે રેહનારા છે તેઓને, તેઓની મરજી મુજબનું હલવું ફરવું અને મરજી મુજબનું રેહવું હું આપીશ (એટલે તેઓની સ્વતંત્રતા

મારેથી બનશે તેમ હું સાચવી રાખશ ). અશો ( દીનદાર લોકો ) ને માટે ખરાં દેલની નમાજે હું આ દુઆ ગુજારશ કે માજદયસ્નાનોને લગતા મોહલ્લાઓ તરફ આવતું નુકસાન તથા દુકાલની આફત હું નહી પડવા દેવું, અને તેમ કરવામાં મારાં તન કે જાનની દરકાર નહી કરશ.

વી દએવાઈશ અધાઈશ, અવંઘ્હુશ, અનરેતાઇશ, અકો-દાબીશ સરેમ સ્રુયે ; હાતાંમ્ દએવિશ્તાઇશ, હાતાંમ્ પએવિશ્તાઇશ, હાતાંમ્ અવંઘ્હુતેમાઈશ. વી દએવાઇશ, વીદએવવત્બીશ વી યાતુશ, વી યાતુમત્બીશ, વી કહ્યાચીત્ હાતાંમ્ આતરાશ્શ, વી મનેબીશ, વી વચેબીશ વી શ્યઓથનાઇશ, વી ચિથ્રાઇશ, વી ઈી અના સરેમ્ સ્રુયે, યથના દ્રેગ્વાતા રાંક્ષયન્તા.

અથા અથા ચોઇત્ અહુરો મજ્દાઓ જરથુશ્ત્રેમ અધા ક્ષયએતા, વીસ્પએષ્ ફ્રશ્નએષ્, વીસ્પએષ્ હ-જમનએષ્ યાઇશ અપેરેસયતેમ્ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા.

અર્થઃ—દેવો જેઓ ઘણા બુરા, ખુબી વગરના, બુરા તરીકાવાલા અને બુરૂં જ્ઞાન ધરાવનારા છે તથા જેઓ હસ્તી ધરાવનારાઓમાં ઘણાંજ જુદા, હસ્તી ધરાવનારાઓમાં ઘણાજ બિગડેલા તથા હસ્તી ધરાવનારાઓમાં ઘણાજ ખુબી વગરના છે તેઓની સરદારીને હું ધિક્કારી કાહડશ. દેવોની, દેવના તરીકાવાલાઓની, જાદુગરોની જાદુગરના તરીકાવાલાઓની તથા હસ્તી ધરાવનારાઓમાંના કોઇબી બદકારોની, સરદારીને મારાં મને, વચને, કામોએ કરીને, જાહેર રીતે હું ધિક્કારી કાહડશ, તેમજ બુરા અને રંજ પોહચાડનારાઓની સરદારીને પણ હું ધિક્કારી કાહડશ.

**અથા અથા ચોઇત્ જરથુશ્ત્રો દએવાઇશ્ સરેમ્ વ્યાક્ષ્‌વીતા, વીસ્પએષૂ ફ્રશ્નએષૂ, વીસ્પએષૂ હન્જમનએષૂ, યાઇશ્ અપેરેસયતેમ્ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા; અથા અજેમ્ચીત્ યો મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ દએવાઇશ્ સરેમ્ વીમ્રુયે યથા અનાઇશ્ વ્યાક્ષ્‌વીતા યે અષવા જરથુશ્ત્રો.**

**અર્થ:**—જે પ્રમાણે અહુરમજ્દે જરથોસ્તને સઘલા સવાલ જવાબો અને સઘલી મુલાકાતો જેઓમાં અહુરમજદ અને જરથોસ્ત વચે પુછપરછ થઇ હતી તેઓમાં અહુરમજ્દે જરથોસ્તને ફરમાવ્યું હતું, તેમ જરથોસ્તે, તમામ સવાલ જવાબો અને તમામ મુલાકાતો જેઓમાં અહુરમજદ અને જરથોસ્ત વચે સવાલ જવાબ થયા હતા તેઓમાં દેવોની સરદારીને ધિક્કારી કાહડી હતી તેમજ હું જે મજદયસ્નની જરથોસ્તી છું તે દેવોની સરદારીને ધિક્કારી કાહડશ તેજ મુજબ કે જે મુજબ અશો જરથોસ્તે ધિક્કારી કાહડી હતી.

**યાવરનાઓ આપો, યાવરનાઓ ઉર્વરાઓ, યાવરના ગાઉશ્ હુધાઓ, યાવરનો અહુરો મજ્દાઓ, યે ગાંમ્ દદા, યે નરેમ્ અષવનેમ્, યાવરેનો અસ જરથુશ્ત્રો, યાવરેનો કવા વીશ્તાસ્પો, યાવરેના ફ્રષઓશ્ત્ર જામાસ્પા, યાવરેનો કસ્‌ચીત્ સઓશ્યન્તાંમ્ હઇથ્યા વરેજામ્ અષઓનાંમ્ તા વરેનાચા ત્કએષાચા; મજ્દયસ્નો અહ્મી, મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્, ફ્રવરાને આસ્તૂતસ્ચા ફ્રવરેતસ્ચા. આસ્તુયે હુમતેમ્ મનો, આસ્તુયે હૂખ્તેમ્ વચો, આસ્તુયે હ્વરશ્તેમ્ શ્યઓથનેમ્, આસ્તુયે દએનાંમ્ વંઘુહીમ્ માજ્દયસ્નીમ્ ફ્રસ્પાયઓ-**

ખ્શ્રાંમ્, નિધારનઇધિપેસ, અએત્વદથાંમ, અપઓનીમ્. યા હુાઇતિનાંમ્યા, ખુત્યેઇનિતનાંમ્યા, મજિશ્તાયા વહિશ્તાયા સ્રએશ્તાયા, યા આહૂઇરિશ જરથુશત્રિશ, અહુરાઈ મજદાઇ વીસ્પા વોહૂ ચિનહ્મી. અએપા અસ્તી દએનયાઓ માજદયસ્નોઇશ આંસ્તૂઇતિશ. અપેમ્ જોહૂ ( ૧ )

**અર્થ:**—જે તરીકાના પાણીઓ છે, જે તરીકાના ઉર્વરો છે, જે તરીકાની નેક પેદાયશવાલી ગાવ( યાને તગામ નેક પેદાયશ ) છે, જે તરીકાનો અહુરમજદ છે કે જેણે ગાવ ( યાને તમામ પેદાયશ ) પેદા કીધી છે અને જેણે અશો માણુસને પેદા કીધો છે; જે તરીકાનો હતો અશો જરથોસ્ત, જે તરીકાનો હતો કએ ગુસ્તાસ્પ, જે તરીકાના હતા ફરશોસ્તર તથા જામાસ્પ અને જે તરીકાના જાહેર કામ કરનારા અને અશોઈવાલા સોસ્યોશોમાંનો કોઈબી અશો નર છે તથા હવે પછી થશે, તે તરીકાનો અને તે મજહબનો હું મજદયસ્ની છું; હું મજદયસ્ની અને જરથોસ્તી છું. હું ઇમાન લાવું છું, મજદયસ્ની દીન ઉપર ખરા એતેકાદથી ઉસ્તવાર રેહવાને અને તેનીજ ઉપર ઈમાનદાર રેહવાને; હું ઈમાન લાવું છું નેક વિચારેલા વિચાર ઉપર, હું ઇમાન રાખું છું નેક કરાએલાં કામ ઉપર, ઈમાન રાખું છું માજદયસ્ની ભલી દીન ઉપર કે જે કજીઓ કંકાશ દુર કરનારી, હથીયાર છોડવનારી ગ્રહસ્થપણે રેહવાનો કાનુન શિખવનારી, અશોઈથી ભરપુર અને જે દીનો હાલમાં છે અને હવે પછી થશે તે સઘલી દીનોમાં એ દીન ઘણીજ મોટી, ઘણીજ ખુબીવાલી અને સર્વોત્તમ છે અને જે દીન અહુરમજદી અને જરથોસ્તી છે. તમામ ખુબી બરેલી વસ્તુઓનો પેદા કરનાર અહુરમજદ છે એમ હું કબુલ રાખુછું. આ ( મારૂં ) માજદયસ્ની દીનનું ઇકરારનામું છે.

---

**સમાપ્ત.**

---

# તૈયાર છે! તૈયાર છે!!

## ખોરદેહ અવસ્તા બેતોમાં

## પવીત્ર બંદગી

રંગીન એબારતે

**આવૃતી બીજી, પાના ૨૫૭.**

જેમાં યથા, અશેમ, ગેહો અને તમામ નેઆએશો તથા હોરમજદ, અરદીબેહેશત, સરોશ યશ્ત હાદોખ્ત અને સરોશ યશ્ત વડીનો ગુજરાતી તરજુમો બેતોમાં આપવામાં આવ્યો છે.

**તે સાથે અવસ્તામાં** આવેલાં નામો વગેરેની ખુલાસાવાર નોટસ તથા જૂદા જૂદા લખનારાઓનાં મત આપેલાં છે.

| | | |
|---|---|---|
| કીમત કપડાના સાદા એમ્બોસ પૂઠાના | | ૦-૧૦-૦ |
| ,, ગિલ્ટ | ,, | ૦-૧૨-૦ |

**દી૦ લખમીદાસની કું૦**

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર

**પારસી બજાર કોટ, મુંબઈ.**

## જીંદગી ભોગવવાની જુગતી.

એટલે જીંદગી અને સંસાર સંબંધી પુરાતન નીતિ ઉપદેશ કુટુંબો, નિશાળો અને સ્વસુધારાને લાયક. આ પુસ્તક, પ્રથમ ટિબેટ દેશના ધર્મગુરૂના હાથની લખેલી પોથી ઉપરથી એક ચીનાઈ ફિલસુફે ચીનાઇ ભાષામાં રચ્યું હતું તેનો ઇંગ્રેજી તરજુમો થયો હતો તે ઉપરથી ગુજરાતીમાં બનાવનાર મરહુમ મી૦ ડોસાભાઈ ફરામજી રાંદેરીઆ (આવૃતી બીજી) કીમત રૂ૦ ૦ાા.

---

## અર્દા વિરાફ નામું.

જરથોસ્તી ધર્મની પવીત્રતાની સાબેતી આપનારૂં આ નામીચું લખાણ દરેક પારસી કુટુંબમાં બોહોળાપણે વંચાય તથા તેમાં સમાવેલી નીતીની બાબદો, ધર્મસંબંધી એકીન સાથે દરેકના દિલમાં થશે એવી રીતે પ્રગટ કરેલું છે. તે સાથે "ગોસ્તે ફ્રરયાનો" નામની કેતાબનો તથા "હાદોખ્તનસ્ક" નામની કેતાબનો તરજુમો આપ્યો છે તથા "એકવીસ નસ્ક"ની બાબદ પણ દાખલ કીધેલી છે. કીમત ફકત રૂ૦ ૧.

---

## જરથોસ્ત નામું.

કીમત રૂ૦ ૨ાા